**महेन्द्र**—સખે કામ! **उपजाति.**

વિષ્ણુ તણા ચક્ર સુદર્શને જે,
ન થાય મારા વળિ વજ્રથી જે;
તે કાર્ય થાયે તવ પુષ્પબાણે,
અદ્ભૂત બાહુબળ તારૂં એ છે. ૧૩

**कामदेव**—(ગર્વથી) સ્વામિન્! તમારાથી જે વિરૂદ્ધ વર્તતો હશે તે

**गीतिः**

દેવ મનુજ મુનિ અથવા શંકર જેવો હશે તથાપી તે,
સુરલોકસુન્દરીની બંધાશે ઝટ કટાક્ષબેડીએ. ૧૪

**महेन्द्र**—( બૃહસ્પતિના સામુ જુએ છે.)

**बृहस्पति**—અરે કામ! જેનું તમે ચોથું નામ દીધું તે ભગવાન્ ચંદ્રચૂડામણિ શંકર હમણા શૈલરાજ હિમાલયના શિખ્ખરમાં અતિશય શાન્તચિત્તથી તપશ્ચર્યા કરે છે.

**कामदेव**--હાં પછી.

**बृहस्पति**—અને સૌભાગ્યની મૂર્તિ, તથા દેહ ધારણ કરીને આવેલાં સૌન્દર્ય દેવતા જેવાં પાર્વતી હમણાં પરિજનને લઈને પિતાની આજ્ઞાથી ભગવાન્ શંકરની પરિચર્યા કરે છે.

**कामदेव**---હાં પછી.

**बृहस्पति**—તે બેને એકઠાં કરવાથી દેવના કાર્યની સિદ્ધિ થાય એમ છે, અને તે માત્ર તમારીજ વાટ જુએ છે.

**कामदेव**—(મનમાં) અવિચારીપણું ખરે પુરૂષને મોત આપનારૂં છે. કારણ કે મેં આત્મશ્લાઘાને વશ થઈને પરમેશ્વરની પણ સામાન્ય વૃત્તિથી ગણના કરી.

**वसंत**—(મનમાં) ધાર્યું હતું શું અને નિવડયું શું.

**वसंततिलका.**

ક્યાં ઈક્ષુ ચાપધર આ મૃદુ પુષ્પ બાણ,
સ્ત્રીના વશીકરણમાં બહુ સાવધાન;
ક્યાં આ લલાટ નયનાગ્નિવડે ત્રિપુર,
ભસ્માવશેષ કરનાર શશાંકચૂડ. ૧૫

**रती**—અહો! આતો પરમ સંકટ આવી પડ્યું કે ભગવાન્ શંકરને વશ કરવાના છે.

**कामदेव**—જ્યારે મા'રા જેવા અલ્પ પરિજનને હાથે એ કાર્ય કરાવવાને દેવો ઈચ્છે છે ત્યારે તો મારા જીવને સાટે પણ એ કાર્ય કરવાને હું ઉદ્યોગ કરીશ.

**महेन्द्र**— **गीतिः**

જ્યારે ધનુષ ઉપર તું સંમોહન અસ્ત્ર ધારશે ત્યારે,
વિલાસી મુખ ગિરિજાનું વિલોકશે શંભુ ધૈર્ય છાંડીને. ૧૬

તેથી આવા જુજ કાર્યને માટે તા'રે કાંઈ શંકા કરવી નહી.

**कामदेव**— **अनुष्टुप्.**

આ મા'રા પ્રાણની સાટે કાર્ય હું આપનું કરું,
અનુષંગી સદા પામે શરીર માત્ર કીર્તિનું. ૧૭

માટે સ્વામિન્! આપની આજ્ઞા પ્રમાણે હું કરીશ.

(મહેન્દ્ર તથા બૃહસ્પતિ હસ્ત ઉંચા કરીને).

**शार्दूलविक्रीडितम्.**

રક્ષા તા'રી કરો સદાય ફળતી દેવોતણી આશિષો,
હો કલ્યાણ સદાય, કીર્તિ યશ સૌ બ્રહ્માણ્ડમાં વ્યાપજો;
થાજો શૌર્ય શરે શરે અધિક આ બે તાહરા બાહુનું,
આ ઉદ્યોગ કરો વિશેષ ફળદા સ્વચ્છંદચારીવિભૂ. ૧૮

**कामदेव**—(રતી અને વસંતની સાથે શંકા કરતો કરતો જાય છે).

**महेन्द्र**—ગુરૂ! ભગવાન્ વિરંચિની આજ્ઞાને ઘટતુ આપણે કર્યું છે તો ખરૂં, પછી કાર્ય સિદ્ધિ થવી એ તો દૈવને આધીન છે.

**बृहस्पति**—હું પણ પ્રસ્તુતકાર્યની સિદ્ધિને માટે કુળદેવતાની પ્રાર્થના કરવાને માટે જાઉંછું.

(એમ કહી સર્વે જાય છે).

**इति श्रीमद्बाणभट्टविरचिते पार्वतीपरिणये**

**रूपके द्वितीयोऽङ्कः**

# अङ्क ३.

(પછી બૃહસ્પતિ અને ઈન્દ્ર પ્રવેશ કરે છે.)

**महेन्द्र**—ગુરૂ! કામદેવ કોઈપણ બાણવડે શિવને વશ કરી શકશે કે પછી પ્રલયકાળના સૂર્ય જેવા દુષ્પ્રેક્ષ્ય મુનિ (શંકર) ને જોવાને પણ અસમર્થ હોય તેમ પાછો આવશે? અથવા કોપથી અંધકાર પામેલા મનવડે શંકરના ભાલનયનના અગ્નિની પોતે આહુતી થઈ પડશે? આમાનું શું થશે એ કંઈ સમજી શકાતું નથી.(ડાબી આંખ ફરકે છે એવું સૂચવીને શંકાથી)

## अनुष्टुप्.

સૂચવે દેવકાર્યોમાં જાગતા વિઘ્ન નાંખવા,
ફરકતી વામ અક્ષી આ વિધિની પ્રતિકૂલતા. ૧

**बृहस्पति**—અમંગળનો નાશ થયો. ભગવન્! આ નિમિત્તથી જણાય છે કે ત્યાંથી કોઈ વૃત્તાન્ત જાણનાર અહીંઆં આવશે ખરો.

(પછી નારદ પ્રવેશ કરે છે.)

**नारद**—ઈન્દ્રની આજ્ઞાથી શિવના આશ્રમમાં જઈ ત્યાંનો વૃત્તાન્ત જાણીને અહીંઆં આવ્યો છું, માટે લાવ તેમની પાસે જઈ ત્યાંનો સઘળો વૃત્તાંન્ત તેમને કહી સંભળાવું

(એમ કહી પરિક્રમણ કરે છે.)

**महेन्द्र**—( હાથ જોડી, જોઈને ) આ વીણાવિહારી નારદ આવે છે માટે આસન આપો.

**बृहस्पति**—( આસન આપે છે. )

**नारद**—( આસન ઉપર બેસે છે. )

**महेन्द्र**—( હાથ જોડીને ) ભગવાન્ દેવના ઈચ્છેલા અર્થના સારા વા ખોટા જે સમાચાર હોય તે કહો.

**नारद**—બધું અથ ઈતિ કહું તે સાંભળો.

**महेन्द्र**—કહો ! સાંભળું છું.

**नारद**—આપની આજ્ઞાથી હું ત્યાંનો વૃત્તાન્ત જાણવાને દેવના કાર્યને સારૂ ગયેલા કામદેવની પાછળ પાછળ, ગુપ્ત રહેવાની વિદ્યાથી ત્યાં ગયો હતો.

**महेन्द्र**—પછી શું થયું?

**नारद**—ત્યાં શિવના આશ્રમની પાસે જઈને કામે વસંતને આમ કહ્યું;

**महेन्द्र**—શું કહ્યું ?

**नारद**—કે " સખા ! તા'રે આ હિમાલયના પ્રદેશના વનમાં પ્રસરવું."

**महेन्द्र**—વસંતે પછી શું કર્યું?

**नारद**— **वसंततिलका.**

બોલાવતો મધુર પંચમ કોકિલાને,
સંચારતો મલયપર્વતવાયુઓને;
ઝાઝો વધારિ દઈ ગર્વ મનોભૂનો ત્યાં,
લાગ્યો વસંત વધવા ગિરિકાનનોમાં.

**महेन्द्र**—હાં પછી.

**नारद**— **इन्द्रवज्रा**

બૌ' માનથી કોયલનો દિધેલો,
પુંસ્કોકિલો પી રસ આમ્રકેરો,
કંદર્પનો દર્પ ઘણો વધારી,
બોલે રૂડા પંચમ રાગ કા'ડી. ૩

**महेन्द्र**—હાં પછી.

**नारद**— **गीतिः**

ચંદનતરૂ હલાવી, આલીંગી જલતરંગ સરિતાના,
કમલસુગંધી હરતા લાગ્યા વાયુ મલયતણા વા'વા. ૪

**महेन्द्र**—હાં પછી.

**नारद** **वसंततिलका.**

જ્યારે દ્વિરેફ તણી મૌર્વીવડે ચડાવી,

આવ્યો હિમાચલ વિષે સ્મર ચાપધારી;
ત્યારે અતિ પ્રણુયથી હદ છાંડી છાંડી,
સૌ દ્વંદ્વ ચંચળ થયાં બહુ મોહ પામી. ૫

महेन्द्र--હાં પછી.

नारद--

शार्दूलविक्रीडितम्.

આવ્યાં પુષ્પ અશોકને યુવતીના પાદ પ્રહારો વિના,
હસ્તસ્પર્શ વિના રસાલ તરૂએ છે મોંર ઝૂકી રહ્યા;
પામ્યાં સંગિતના વિના કુસુમ આ રમ્ય પ્રિયાલ દ્રુમો,
ફાલ્યાં કેસર વૃક્ષ આસવતણાં પામ્યા વિના સિંચનો. ૬

महेन्द--હાં પછી.

नारद--વધારે તો શું કહું, પણ.

गीतिः

તે વનમાં વસનારી, તટ સરખી તોડી ધૈર્ય મર્યાદા;
અબળારૂપ સરિતાનો લાગ્યો ત્યાં પ્રેમસિન્ધુ ખળભળવા. ૭

महेन्द्र--એ પ્રમાણે સકળ જનને વિકાળ કરનાર વસંત બેઠો ત્યારે કામે શું કર્યું?

नारद--રતી અને વસંત જેની પાછળ ચાલે છે એવા કામદેવે, મોટાં દેવદારૂ વૃક્ષના મંડપ નીચે વ્યાઘ્રચર્મ પાથરેલી, અહિમશિલા નીવેદિકાપર બેઠેલા, ચિત્ત વૃત્તિને અંતર્મુખ કરનાર, પ્રાણુવાયુના નિરોધથી સ્થિર મુખવાળા, નાસાના અગ્રભાગપર ઢાળેલાં લોચનવાળા, તથા તરંગરહિત બીજો સમુદ્ર હોય તેવા શંકરને દીઠા.

महेन्द्र--પછી.

नारद--પછી ભગવાન્ નીલલોહિત શંકરે પણ અંતર્દૃષ્ટિથી પરમાત્માને સાક્ષાત્ કરી, પર્યંકબંધ શિથીલ કરી, સમાધિનો ત્યાગ કર્યો.

महेन्द्र--પછી.

नारद--પછી કામદેવ, હાથમાં ધનુષ્ ધારી હવે શું કરવું તે નહીં સમજતાં ચીતરેલો હોય તેમ શંકરને દેખીને ભયથી ક્ષણુવાર સ્તબ્ધ થઇ ગયો.

महेन्द्र--પછી શું થયું?

नारद— **वसंततिलका**

ત્યાં શંભુના પુજન કારણ તે પ્રસંગે,
આ કાળનાં કુસુમ મંડન ધારી અંગે;
શૃંગાર વીર તપનાં અધિદેવતા શાં,
સાહેલી સાથ લઇને ગિરિજા પધાર્યા. ૮

**महेन्द्र**—હાં પછી

**नारद**—પછી કામદેવ, આધાર મળ્યો હોય તેમ સ્વસ્થ થઈને દૃષ્ટિએ ન પડે તેમ લાગ જોઈને પાછળના ભાગમાં જઇ ઉભો રહ્યો.

**महेन्द्र**—પછી.

**नारद**—અને પાર્વતીએ પણ નીરાંતે બેઠેલા અષ્ટમૂર્તિ શંકરને સાષ્ટાંગ નમસ્કાર કરી વંદન કર્યું.

**महेन्द्र**—પછી.

**नारद**—"તને યોગ્ય સ્વામી મળજો" એ પ્રમાણે શંકરે તેને આશિર્વાદ આપ્યો.

**महेन्द्र**—પછી.

**नारद**—પછી તે ટાણે, આ બરાબર અવસર છે એમ જાણીને કામદેવે ધનુષ્ ઉપર સંમોહન અસ્ત્ર ચઢાવ્યું.

**महेन्द्र**—પછી.

**नारद**—

**गीतिः**

વિકસિત કપોળ વાળું મંદસ્મિતથી વદનપદ્મ એતું,
તરત પછીથી જોવા લાગ્યા વાંકાં નયન કરી શંભુ. ૯

**महेन्द्र**—પછી. **गीतिः**

**नारद**—પુલકિત શરીરવાળી ગૌરી પણ ચિત્તભાવ દર્શાવી,
શશીસમ મુખ મલકાવી ઉભી રહી અંતરમાં લજવાતી. ૧૦

**महेन्द्र**—પછી.

**नारद**—પછી ભગવાન્ શંકરે અંતઃકરણના વિકારનો તપના બળવડે સંયમ કરીને તેનું કારણ જાણવાને ચારે તરફ દૃષ્ટિ ફેરવવા માંડી.

महेन्द्र—પછી.

नारद—

### वसंततिलिका.

સંમોહનાસ્ત્ર ધરીને શિવસામું તાકી,
હાથેથી કાન સુધી ચાપની મૌર્વી ખેંચી;
વાળી ઉંધો ચરણ આગળથી નમીને,
બેઠો દીઠો મદનને પછી ત્યાં મહેશે. ૧૧

महेन्द्र—(ભયથી) બાકીનું ઝટ કહી નાંખો.

नारद—પછી કોપ પામેલા શંકરના ભાલલોચનમાંથી ખાઉં ખાઉં કરતો હોય તેવો, વૃદ્ધિ પામતી જ્વાળાઓવાળો, પ્રલયના અગ્નિજેવો અગ્નિ નીકળ્યો.

महेन्द्र—(નિર્વેદથી) હવે શું કહેશે!

नारद—પછી પુરારિશંકરના નયનાગ્નિએ કામદેવને આહુતિની પેઠે ભસ્મ કરી નાંખ્યો.

महेन्द्र—(મૂર્છા પામે છે)

नारद—(આશ્વાસન કરે છે)

महेन्द्र—(શુદ્ધિ લાવી) હા! ભુવન રમણીય! સકળજનને આનંદ કરનાર પુષ્પ બાણ! પુરંદરને અર્થે તા'રે મરવું પડ્યું!

बृहस्पति—ભગવાન્! વિષાદ ન કરશો. ભવિતવ્યતા છે એજ બળવાન્ છે, માટે છાના રહો.

महेन्द्र—ત્યારે રતીએ શું કર્યું?

नारद—રતીને પણ મૂર્છા આવી ગઈ.

महेन्द्र—વસંત શું કરતો હતો?

नारद—મિત્ર વસંત પણ મૂર્છા પામ્યો.

महेन्द्र—રતી અને વસંતને મૂર્છા આવ્યા પછી શું થયું?

नारद—વસંતે પ્રથમ સાવધ થઈને મહા પ્રયત્ને રતીને પણ સાવધ કરી. પછી બળીને ભસ્મ થઈ જવાથી પવનના ઝપાટાએ ઉડતી

રજવાળા, મેં આગળ પુરૂષની આકૃતિમાં પડેલા સ્વામિના અંગને આલિંગન કરીને રતી પણ

**ગીતિ:**

દુખિણી વિશેષ શોકે, ભિંજાય આંસુવડે સ્તનો જેના,
કુરરીસમ પિઉ વિરહે, રોવા લાગી છુટે મુખે બાળા. ૧૨

**महेन्द्र**—પછી શું થયું?

**नारद**—પછી "હા નાથ!" એ પ્રમાણે બહુ વિલાપ કરતી રતીને આકાશ વાણીએ આ પ્રમાણે આશ્વાસન કર્યું કે:-

**रथोद्धता.**

છાંડ શોક અલિ! કામવલ્લભા!
ભાવિ કોઈથિ બને ન અન્યથા;
તું પતિ ફરિથિ જન્મ પામશે,
પાર્વતી પરણતાં મહેશને. ૧૩

**महेन्द्र**—(શાંત થઈને સહર્ષ).

**ગીતિ:**

આ સુણિ અંકુર પામે ભાગેલા સૌ મનોરથો મારા,
દાવાનળે બળેલાં તરૂ જ્યમ પડતાં પયોદની ધારા. ૧૪

**बृहस्पति**—ભગવન્ આકાશ વાણી સત્સજ છે.કામ નક્કી ફરીથી ઉત્પન્ન થશે.

**महेन्द्र**—પછી.

**नारद**—રતીને જરા શુદ્ધિ આવી એટલે સરખી રીતે દુ:ખી થયેલો વસંત તેને પોતાને ઘેર લઈ ગયો.

**महेन्द्र**—કામદેવને બાળ્યા પછી શંકરે શું કર્યું?

**नारद**—સ્ત્રીઓનો સહવાસ ત્યાગ કરવાની ઇચ્છાથી ભૂતગણની સાથે શંકર પણ અંતર્ધ્યાન થઇ ગયા.

**महेन्द्र**—પછી પાર્વતીએ શું કર્યું?

**नारद**— **अनुष्टुप्.**

હિમાદ્રિ છાતીએ ચાંપી વાત્સલ્ય પ્રેમથી તદા,
મૂર્છાથી આંખ મીચેલી ગૌરીને ઘેર લૈ ગયા. ૧૫

**महेन्द्र**—ભગવન્ નારદ! સાંભળવાનું હતું તે તો સાંભળી લીધું. હવે આપ ક્યાં પધારો છો?

**नारद**—હવે તો સત્યલોકમાં રહેનાર ચતુર્મુખ બ્રહ્માને આ વૃત્તાન્ત કહેવને માટે જઈશ. (એમ કહી જાય છે).

(પછી રંભા પ્રવેશ કરે છે).

**रंभा**—(સ્વગત) કુબેરના ભવનથી પાછી આવતાં **ઔષધિપ્રસ્થમાં** સાંભળેલો વૃત્તાન્ત લાવ સ્વામિને નિવેદન કરૂં.

(એમ કહી પરિક્રમણ કરે છે).

**महेन्द्र**—(જોઈને) **गीतिः**

ચાલતી વલ્લી સરખી અતરલ વિદ્યુતતણી લતા જેવી,
મોહનકળાની મૂર્તિ હશે કોણ આ સરોજપત્રાક્ષી. ૧૬

(નિરૂપણ કરી) અહો! આતો રંભા છો!

**रभा**—ભર્તાનો વિજય વાધો!

**महेन्द्र**—રંભા! તમે ક્યાંથી આવો છો?

**रंभा**—કુબેરને ઘેરથી.

**महेन्द्र**—કેમ ત્યાં કંઈ નવાજુની છે?

**रंभा**—શંકરના ત્રીજા નેત્રના અગ્નિની કાળ જેવી જ્વાળાએ કામદેવને બાળીને ભસ્મ કરી નાંખ્યો એમ સૌ કહે છે. વળી ઓષધિપ્રસ્થમાં બીજું પણ કંઈ છે.

**महेन्द्र**—બીજું શું?

**रंभा**—કામદેવને બાળી નાંખ્યો તેથી ભાગી પડેલા મનોરથવાળી પાર્વતી, શંકરનેજ પરણવાની ઈચ્છાથીતપ આદરીને પોતાના કોડ પુરા કરવા ઈચ્છે છે.

**महेन्द्र**—તેને માટે એનાં માબાપ શું કહે છે?

**रंभा**—એના દેવીએતો આમ કહ્યું.

**महेन्द्र**—શું કહ્યું વારૂ?

**રંભા—** **ગીતિઃ**

તપ છે અતિશે અઘરૂં શિરીષસમ તુજ શરીર કોમળ છે,
એ વ્યવસાય કઠિન છે દુસ્તર તેથી ઉમા મને લાગે. ૧૭

**મહેન્દ્ર**—ત્યારે હિમાલયે શું કહ્યું ?

**રંભા**—તેમણે પણ તેમ કરવાને માટે અનુમત આપ્યાં છે.

**મહેન્દ્ર**— રંભા! તું સારા સમાચાર લાવી. જા ત્યારે હવે તા'રૂં યોગ્ય કામ કર.

**રંભા**—વારૂ. (એમ કહીને જાય છે.)

(ને પથ્યમાં વૈતાલિક)

**શાર્દૂલવિક્રીડિત.**

કર્માયું મુખપદ્મ પદ્મિનીતણું જાતાં વિદેશે રવિ,
પ્રીતિભંગ થયે વિયોગ વસમો એનો ન વેઠી શકી;
તેથી આ તપ આદરી રવિતણો સંયોગ ઈચ્છે ફરી,
સંધ્યાવલ્કલ પે'રી ભૃંગરૂપિ આ રૂદ્રાક્ષ માળા ધરી. ૧૮

**મહેન્દ્ર**—(સાંભળીને) ચાલો હું પણ સંધ્યાવંદન કરવાને જાઉં.

(સર્વે જાય છે.)

**इति श्रीभद्वाणभट्टविरचिते पार्वतीपारिणये रूपके तृतीयोऽङ्कः**



# अङ्क ४.

( પછી મુનિનો વેષ ધારણ કરી નન્દી પ્રવેશ કરે છે.)

**नन्दी**—ભગવાન્ નીલલોહિત શંકરે મને આજ્ઞા કરી છે કે "મન્મથને બાળી નાખ્યો તેથી ભાગી પડેલા મનોરથ વાળી પાર્વતી મારા ઉપરના દ્દઢ પ્રેમથી મહા નિયમાનુષ્ટાનવડે ગૌરીશિખર નામના હિમાલયના શિખર ઉપર તપ કરે છે; તેને તપ કરતાં ઘણા દિવસ થયા છે માટે તું મુનિનો વેષ લઈ ત્યાં જા અને તે કેવો નિયમ પાળે છે, કેવો તેનો દ્દઢ અભિલાષ છે તે સઘળું તેની જયા વિજયા નામની સખિયો પાસેથી જાણી લઈને પાછો આવ." લાવ તેથી સ્વામીની આજ્ઞા પ્રમાણે કરૂ (એમ કહી પરિક્રમણ કરતો વિચાર કરીને) અહો ! સ્ત્રિયોનાં ચિત્ત સ્વભાવથીજ કઠિન હોય છે. કારણ કે—

## वसंततिलका.

આતો શિરીષ સમ કોમળ અંગવાળી,
છે નેત્રને શશિકળા સમ હારનારી;
તે સાધવા તપ મહાન તપસ્વિઓનાં,
ઈચ્છે શિલાકઠિનગાત્રવડે કરેલાં. ૧

વળી—

## शार्दूलविक्रीडितम्.

સુતી જે સુખસેજમાં ગિરિસુતા તે વેદિમાં પોઢતી,
ઝીણાં રેશમિ વસ્ત્ર અંગ ધરતી તે વલ્કલો ઓઢતી;
ભીના ચંદન લેપથી શિતળ જે ધારા ગૃહોમાં વસે,
તે સેવે અતિ ઉષ્ણ, બેસિ વચમાં પંચાગ્નિના તાપને. ૨

( પછી કુસુમ વીણતી જયા તથા વિજયા પ્રવેશ કરે છે.)

**जया**—અલિ વિજયા! તપ આદરીને બેઠેલી આ ગૌરીના મનોરથરૂપી કલ્પવૃક્ષને તે ક્યારે ફળ આવશે?

**विजया**—બેન જયા! મન્મથને બાળી નાખવાથી પરૂષ હૃદયવાળા શંકર નિષ્કરૂણતાથી પ્રથમ અંતર્હિત થયેલા છે તે જ્યારે શાન્ત થશે ત્યારે એના મનોરથ ફળશે.

( એમ કહી પુષ્પ વીણવા માંડે છે.)

**नन्दी**—આ બે તો એની જયા વિજયા નામની સખીઓજ છે; ત્યારે લાવ એમની પાસે જાઉં. (એમ કહી પાસે જાય છે.)

**जया**—અલિ! મારો કંડીઓ તો ફુલથી ભરાઈ ગયો. તા’રે કેમ થયું છે?

**विजया**—મારે તો અડધોજ ભરાયો છે. અને બાકીનો પુરો ભરીશ.

(એમ કહી કંડિઆમાં પુષ્પ વીણીને ભરવા માંડે છે.)

**नन्दी**—(પાસે જઈ) તમારૂં કલ્યાણ થાવ!

**जयाविजया**—ભગવન્ અમે અભિવંદન કરીએ છીએ.

**नन्दी**—તમે કોણ છો? તથા શા માટે આ પુષ્પ વીણોછો?

**जयाविजया**—અમે હિમાલયની પુત્રી ગૌરીની સાહેલીયો છીએ; અને એ તપ નિયમમાં બેઠેલી છે માટે તેને સારૂ પૂજાનાં પુષ્પ વિણીએ છીએ.

**नन्दी**—એ વળી તપ શાસારૂ કરે છે?

**जया**—પોતાને યોગ્ય વર મળે માટે.

**नन्दी**—એવો એને લાયક વર કોણ છે?

**जया**— **गीतिः**

જેને વેદ વદે છે આદિ પુરૂષ વળી સદા યુવાવાળા;
જે ઈશ્વર કે’વાયે ધારે શીર્ષે શશાંકની લેખા. ૩

એવા શંકરને પોતાના સ્વામી કરવાની ઈચ્છાથી આ અમારી પ્રિય સખી પાર્વતી, ઈન્દ્રાદિ લોકપાલોની પણ અવગણના કરી તપ કરવા બેઠી છે; કારણ કે શંકરે મન્મથને બાળી નાખ્યો ત્યારથી પોતાના બાપને ઘેર રહી તે ઘણી ઉત્કંઠિત રહેતી હતી.

**नन्दी**—શાથી વારૂ! તે તો કહો?

**जया**— **गीतिः**

અંગે દૂર્બળ પીળી વદન કમળને નિચું નમાવીને;
સુકાય પાર્વતી નલિની શિવરૂપ રવિનો વિયોગ પામીને. ૪

**નન્દી**—પછી તમારી પ્રિયસખીની શી અવસ્થા થઈ ?

**જયા**—પછી શું થયું તે કહું છું, સાંભળો.

## शार्दूलविक्रीडितम्.

નિત્યે ચંદનથી ભર્યા ગિરિતણા વાયુ ન એ સાંખતી,
ગોઠે પલ્લવસેજમાં ન ઘડીયે નિન્દે પ્રભા ચંદ્રની;
આછી પદ્મપલાશનાં કુસુમની ચોળી ન અંગે ગમે,
નિત્યે એ હિમનાં શિલાતલવિષે તાપાતુરી થૈ રહે. ૫

**નન્દી**—આવા પ્રબળ તાપવાળી તમારી સખીએ પછી શું કર્યું ?

**જયાવિજયા**-પછી કંઈ ઉપાય ન જડયો ત્યારે તપ આદરી પરમેશ્વરને મેળવવાને તેણે આવો તીવ્ર નિયમ પાળવા માંડયો છે.

**નન્દી**—જેનું ફળ થવાનો સંદેહ રહે છે એવી આ દુર્લભ વસ્તુની પ્રાર્થનામાં મન રાખવું શા કામનું છે? દેવ લોકમાં કોઈ યોગ્ય વર હોય તો વરવાઘો બાકી શંકર તો વીતરાગીઓના સરદાર છે તેથી એને તમે સખીયો છો માટે જરા સમજણ આપો!

**જયા**—ભગવન્! અમારી સખીતો એવો નિશ્ચય કરી બેઠી છે કે પરણું તો શંકરનેજ પરણું, નહીં તો આ શિખર ઉપર આવાં કઠિન તપ કરીકરીને મારી જાત પાડુ. ( એટલે એને તે હવે કહીએય શું.)

**નન્દી**—(સ્વગત) ચાલો સાંભળવાનું હતું તે સાંભળી લીધું, હવે તો આ બધું ભગવાન્ શંકરને જઇને નિવેદન કરૂ. (પ્રકાશ) ભદ્રે! હવે તો જઈશું ( એમ કહી જાય છે.)

**જયા**—ચાલો આપણે પણ પાછાં પ્રિય સખીને માટે પૂજાના પુષ્પ એકઠાં કરીએ. (એમ કહી જાય છે.)

## ( इति विष्कंभकः )

(પછી બ્રહ્મચારિનો વેષ ધારણ કરેલા શંકર પ્રવેશ કરે છે.)

**શંકર**—(પોતાના શરીર સામુ જોઈ) પાર્વતીને છેતરવાને માટે તો આ વેષ યોગ્યજ છે, કારણ કે—

**स्रग्धरावृत्तम्.**

ખાંધે છે ચર્મ કાળામૃગતણું કટિમાં ત્રેવડી મેખલા છે,
ભાલે આ ભસ્મકેરૂં તિલક, કર વિષે દંડ પાલાશનો છે;
કાને પે'રી પવિત્રી કુશતણી, નમતી પીતવર્ણી વળી આ-
માથે પંક્તિ જટાની, સ્ફટિકની જમણા હાથમાં જાપ માળા. ૬

વિચાર કરીને **गीतिः**

તરલ નયન લજ્જાથી, સ્મિતથી વિકસિત કપોળને કરતી;
સપુલક તમામ અંગો, લજવાતું અતિ મનોજ્ઞ મુખ ધરતી. ૭
રૂપાન્તર પામીને ઉભી હતી, જે સમક્ષ આવીને;
ચઢાવીયું હતું જ્યારે, સંમોહન અસ્ત્ર પુષ્પધન્વાએ. ૮
નાજુક અંગોવાળી, આ સમયે તે ગિરીન્દ્રની કન્યા;
તેજ રૂપમાં આવે, પ્રકટ થઈને હૃદયવિષે મારા. ૯

ત્યારે હવે અતિ તીવ્ર સૂર્યનાં કિરણથી તપેલી પૃથ્વીને મળવા જેમ મેઘ જાય તેમ કઠિન તપવડે અતિશય તપેલી પાર્વતીની પાસે જાઉં, કારણ કે જયા અને વિજયાએ જણાવેલો તેનો મારા પ્રત્યેનો પ્રેમ નંદીએ મને કહ્યો છે માટે આજ રૂપે ઉઘાડો પડ્યા વગર ત્યાં જાઉં (એમ કહી પરિક્રમણ કરે છે.)
(પછી જયા વિજયા જેની પાસે બેઠેલાં છે એવી પાર્વતી પ્રવેશ કરે છે.)

**पार्वती**—(ડાબી આંખ ફરકતી હોય એમ સૂચવીને) અલિ સખિયો!

**गीतिः**

હર્ષ આંસુથી શીતળ નિમિત્ત વિણ ડાબી આંખ આ ફરકે;
વળિ મુજ અભાગિણીને ફળ જાણે કોણ કેવુંએ થાશે. ૧૦

**जया**—સખિ પાર્વતિ! સ્ત્રીયોની ડાબી આંખ અને પુરૂષની જમણી આંખ ફરકે એતો સારી એવું પુરાણીયો કહે છે માટે મને તો લાગે છે કે મદનને બાળવાથી નિષ્કરૂણ છતાં પરમેશ્વર કોઈ મુનિના મુખથી તારા ઉપર અનુગ્રહ કરશે.

**पार्वती**—પ્રિયસખીનાં વચન ફળજો!

**विजया**—જયા સખીએ કહ્યું તે સત્યજ છે.

**शंकर**—( પાર્વતીને જોઇને.)

**ગીતિ:**

કયાં આ તપ અતિ અગ્નરૂ, કયાં આ સુકુમાર અંગ અબળાનાં;
કયાં કોમળ શશિ લેખા, કઠતા વર્ષાતણા દિનો વળી કયાં. ૧૧

અહો! આ મંજુ ભાષિણી પાર્વતી મારેજ માટે આટલું તપનું મહા સંકટ સાંખે છે.

**જયા**—સખિ પાર્વતિ! પેલો કોઈ મૂર્તિમાન્પ્રથમાશ્રમ હોય તેવો યુવાન મહાપુરૂષ આણીમર આવતો હોય એમ લાગે છે.

**પાર્વતી**—સખિયો! અહિં આવતા અતિથિની પૂજા પાત્રી તમારે કરવી, હું તો મારા રોજના તપ નિયમમાં બેસું છું (એમ કહી મૌન ધારણ કરી બેસે છે.)

**શંકર**—(પાર્વતીના સામુ જોઇને.)

**ગીતિ:**

શોભે વલ્કવાળી, પાણ્ડુ દૂર્બળ વિયોગથી મા'રા;
સંધ્યાએ ઘેરાતી જાણે પ્રતિપત્શશાંકની લેખા. ૧૨
(એમ કહી પાસે જાય છે.)

**જયાવિજયા**—આસન આપે છે.

**શંકર**—(આસન ઉપર બેસી માર્ગમાં બહુ થાક લાગ્યો હોય એમ દર્શાવેછે.)

**પાર્વતી**—(સખિયોના સામુ જુવે છે.)

**સખિયો**—(બ્રહ્મચારિને પંખાથી વા ઢોળે છે.)

**શંકર**—(હસ્ત ઉંચા કરી) તમારા અસાધારણ સૌજન્યથી મારો સધળો થાક ઉતરી ગયો છે.

**સખિયો**—મહારાજનાં પગલાં અહીં કયાંથી થયાં?

**શંકર**—હમણાં કૈલાસથી ચાલ્યો આવું છું.

**જયા**—ત્યારે તો આપ આ અર્ઘ્યાદિનો સ્વિકાર કરવાની કૃપા કરો.

**શંકર**—ઘણું સારૂ (એમ કહી અર્ઘ્ય સ્વીકારતા હોય તેમ દર્શાવી) ભદ્રે! મારે તમને કંઈ પૂછવાની અભિલાષા છે.

**जया**—આપને જે પૂછવું હોય તે કરારે પૂછો.

**शंकर**—તમે કોણ છો? આ કોની પુત્રી છે અને શાસારૂ તપ કરે છે?

**जया**—આ અમારી સખી હિમાચળની પુત્રી છે એનું નામ પાર્વતી છે. અમે એની સખિઓ છીએ, અમારૂ નામ જયા વિજયા છે, અને એ તો લાયક વર વરવાને માટે તપ કરે છે.

**शंकर**— **वसंततिलका.**

આદિ પ્રજાપતિતણા કુળમાંહિ જન્મ,
છે સર્વ પર્વતપતિ ગિરિરાજ તાત;
છે ચારૂ યૌવન મનોહર એની કાયા,
સૌ લોકથી ચઢતિ છે પદવી વળી આ. ૧૩

આવું છે ત્યારે એને પ્રાર્થના કરવી પડે એવો વર શું ત્રિલોકમાં છે?

**जया**—હા એવો કોઈ મહાપુરૂષ છે.

**शंकर**—પોતાના સૌન્દર્યના ગર્વથી છકી ગયેલો તથા કઠણ કાળજાવાળો એવો તે કોણ છે?

**जया**—મહારાજ સાંભળો ત્યારે.

**गीतिः**

જેને વેદ વદે છે આદિ પુરૂષ વળિ સદા યુવાવાળા;
જે ઈશ્વર કે'વાયે ધારે શીર્ષે શશાંકની લેખા.

એવા શંકરને વરવાની ઈચ્છાથી આ અમારી પ્રિયસખી તપ કરે છે.

**शंकर**—(પાર્વતીના સામુ જોઈ) ભદ્રે! શું આ સાચું કહે છે?

**पार्वती**—( મૌનનો ત્યાગ કરી) મહારાજ! મારી સખીએ કહ્યો તેવોજ મારો મનોરથ છે.

**शंकर**—(મનમાં) હવે તો હું મારી જાતેજ મારી નિંદા કરીને એની પરિક્ષા જોઉં. (પ્રકાશ) તાળી પાડી હસીને.

**शार्दूलविक्रीडित.**

ચોળે ભસ્મ વિભૂષણો અહિતણાં ધારે, સ્મશાને વસે,
વૈતાલો પરિચારકો લઈ ભરે ભિક્ષાવડે પેટ એ;
છે આવાં હલકાં ચરિત્ર શિવનાં સૌ લોક એવું કહે,
ત્યારે તું થઈ મૂઢ એ શિવ વિષે શામાટ પ્રીતિ કરે. ૧૪

વળી— **वंशस्थोपजाति.**

ત્રિલોકનાં લોચનકેરી જ્યોત્સ્ના,
ક્યાં તું હિમાદ્રિકુળરત્ન બાળા;
ક્યાં ચર્મ ધારી સમશાન વાસી,
અમંગલાચારરતી પિનાકી. ૧૫

**पार्वती**—(કાનમાં આંગળીયો ઘાલીને) બસ બસ બસ ! !

**शंकर**—જ્યારે તારો એવોજ નિશ્ચય છે ત્યારે તો.

**अनुष्टुप्.**

કળા જો ચંદ્રમાકેરી પ્રીતિ રાહુવિષે કરે;
તો તો હે પાર્વતિ! આજે વરજે તું પિનાકિને. ૧૬

**पार्वती**—(આંખ ફેરવીને)

**गीतिः**

નિયમવડે જે શિવને મસ્તક સઘળા નમાવતા આવી;
તેની નિંદા કરતાં, કકડા જીભ્હા ન થાય શું તા'રી ૧૭

સખિ! મહાપુરૂષની નિંદા કરનાર જોયો કે આ પાપી બ્રાહ્મણ થઈને મોમાં આવે છે તેવી ઈશ્વરની નિન્દા કરે છે માટે ચાલો આપણે અહિથી જતાં રહિએ.

**शंकर**—પોતાનું રૂપ પ્રકટ કરીને—

**गीतिः**

કૃશકટિ કુચ અતિ ભારે થી રીતે સાંખશે કહે ગિરિજા;
લે આ ધર કર મારો, દાસ થયો હું પ્રબળ તપે તારા. ૧૮

( એમ કહી પાર્વતીનો હાથ પકડે છે. )

**पार्वती**—(વિસ્મય અને હર્ષથી રોમાંચ યુક્ત શરીરવાળી, સ્વેદ યુક્ત કપોળવાળી પાર્વતી શું કરવું તેની સમજણ નહીં પડવાથી એમની એમ ઉભી રહે છે)

**जया**—આપણું પ્રિય થયું! સત્કર્મના પરિપાકથી આપણને પરમેશ્વર મળ્યા.

**शंकर**— **गीतिः**

શ્રમજળ કણે છવાતી, સપુલક, મંડિતપયોધરોવાળી;
અંગલતા આ તારી, આલીંગી થઉ કૃતાર્થ હું ગૌરિ. ૧૯

(સખીને) માટે ગાંધર્વ વિવાહથી આનો પાણિગ્રહણ કરવાની મારી ઈચ્છા છે.

**जया**—ભગવન્ સકળ કુલાચલ ચક્રવર્તી હિમવાનને ઘેર વિવાહ મંગળ કરાવિશું માટે ત્યાં પધારવાની આટલી અમારી પ્રાર્થના આપને સ્વિકારવી પડશે.

**शंकर**—(નિર્વેદથી સ્વગત) હવે આને શું કહેવું! (પ્રકાશ) ભલે એમ કરો, લોકાચાર તોડવો નહીં.

**जया**—ત્યારે પાંચેક દિવસ સારાં વિવાહ મંગળ થાય તેવું કરવું.?

**शंकर**—ત્રણ ચાર દિવસને અંતરે થાય એમ કહો કારણ કે—

**पुष्पिताग्रावृत्तम्.**

મમ પ્રિયદયિતાતણા વિયોગે,
ક્ષણ પણ કોટિક કલ્પ જેવી લાગે;
બહુ દિવસતણો વિયોગ ત્યારે,
કયમ કરિ આ મુજ ચિત્ત સાંખી રે'શે. ૨૦

**शंकर**—સારૂ જાવા હું પણ વિવાહ મંગળને માટે સપ્તર્ષિઓને ત્યાં મોકલવાને જાઉં.

( એમ કહી સર્વે જાય છે. )

**इति श्रीमद्बाणभट्टविरचिते पार्वतीपरिणये**

**रूपके चतुर्थोऽङ्कः**

# अङ्क ५ मो.

(પછી કંચુકી પ્રવેશ કરે છે.)

**कंचुकी**—સકળગિરિના અધિપતિ ભગવાન્ હિમાચળે મને આજ્ઞા કરી છે કે—"હે શિલાધર! ગઈ કાલે ભગવાન શંકરે અરૂંધતીની સાથે બધા સમર્પિઓને અહીં મોકલ્યા હતા તેમણે વર પામેલી વત્સા પાર્વતીના વિવાહ મંગળનો શુભ દિન આજે નિર્માણ કર્યો છે માટે તું જઈને પુરજનોને નગર શણગારવાનું કહે" ત્યારે લાવ સ્વામીની આજ્ઞા પ્રમાણે લોકોને પૂર શણગારવાને માટે ખબર આપું, એમ કહી પરિક્રમણ કરતો જોઈને— ભો! ભો! પૌરજનો!

## शार्दूलविक्रीडित.

બાંધો ચિત્ર વિચિત્ર તોરણ રૂડાં સૌ લોકને બારણે,
આકાશે અડતા ધ્વજાપટતણા દંડો ચઢાવો બધે;
છંટાવો પુર માર્ગ ચંદનજળે પુષ્પો બધે પાથરો,
છે આજે ઉમયાવિવાહ જગના માંગલ્ય હેતુ સમો—૧

(ઉચું જોઈ કાન દે તો)—રે શું કહ્યું! "સ્વામીની આજ્ઞા પામ્યા પેહેલાં તો અમે નગરને એથી પણ વધારે શણગાર્યું છે."

(ચારે તરફ જોઈ હર્ષથી) અહો! આપણા કહેવા પેહેલાં તો નગરમાં ઘેરઘેર ઉત્સવ થઈ રહ્યો છે કારણ કે—

## शार्दूलविक्रीडित.

રોપ્યા છે સહુ આંગણાં મહિ રૂડા કેળો તણા સ્તંભ આ,

તેમાં આમ્રતણાં નવાં કિસલગે છે બાંધિયા માંડવા;
વાગે ભેરિ મૃદંગ કાન પડતા, ઝીણા સ્વરો તંત્રીના,
નાચે છે ધરી ભૂષણો મણિતણાં સૌ ઠામ વારાંગના. ૨

વળી અહિં આગળ તો

## वसंततिलका.

ફેલાય આ અગુરૂ ચંદનધૂપ ધૂમ,
દેખાય જેમ નવ મેઘ ચડયો ન હોય;
બાંધેલ તોરણતણા મણિની પ્રભાથી,
તેમાં જણાય વળિ ઈન્દ્ર ધનુષ્ય કાન્તિ—૩

વળી આણી તરફ જો.

## पुष्पिता ग्राद्दत.

ધવલ અરૂણ શામ નેત્ર ભાગે,
સહુ રામા મળિ રંગ વલ્લી કાઢે;
કુચ યુગ્મન્ત કાન્તિથી વિશેષ,
પુનરૂક્તિ સમ પૂર્ણ કુંભ ભાસે.—૪

ચારે દિશા તરફ જોઈને.

## वसंततिलका.

લોકે બધા નગરના હરખી અપાર,
ઉરાડિયો અધિક કુંકુમનો પરાગ;
તે ધારી સૂર્ય કિરણોની પિશંગ કાન્તિ,
શોભે ન હોય રજ જેમ સુવર્ણ કેરી—૫

હવે તો આ બધું જઈને સ્વામિને નિવેદન કરૂં.

(પછી એકાન્તમાં બેઠેલો હિમાચળ પ્રવેશ કરે છે.)

**हिमवान्**— **मालिनीवृत्त.**

પ્રથમ કહ્યું હતું કે શંભુ થાશે જમાઈ,
મુનિ વચન ગણિને ઈચ્છતાં કાર્ય સિદ્ધિ;
તપ કરી વર પામી પાર્વતી મારી આજ,
નિરખિ દિન વિવા'નો હું થયો છું કૃતાર્થ—૬

**शिलाधर**—પાસે જઈ સ્વામિનો વિજય થાવ.

**हिमवान्**—કેમ શિલાધર! તમે નગર શણુગારવાને માટે કામ ચાલુ કરાવ્યું કે?

**शिलाधर**—સ્વામિન્-પૌરજનો તો પોતાનેજ ઘેર આ વિવાહોત્સવ હોય એમ ધારે છે તો પછી નગર શણુગારવામાં તે શી બાકી! એમણે તો આપણા કહેવા કરતાં બમણી શોભા કરી છે.

**हिमवान्**—ઘણું સારૂં, કેમ સર્વે પર્વતો પાર્વતીનાં વિવાહ મંગળ જોવા આવ્યા છે કે નહીં?

**शिलाधर**—સ્વામિન્ **शार्दूलविक्रीडित.**

ભૂમિ પદ્મ સમાન કાન્તિ ધરતો, મેરૂગિરિ દેવનો,
ને આ સ્નિગ્ધ થયેલ મંદર, થતાં સંઘર્ષ વાસુકિનો;
તે બંને ગિરિ ગંધ માદન વળી, ઉંચા રવિ બીંબથી—
વિન્ધ્યાદ્રિસહ આપને નિરખવા છે આજ આવ્યા અહિં—૭

**हिमवान्**—એ બધા આવ્યા ત્યારે કૈલાસ હજી સૂધી શું કરેછે?

**शिलाधर**—સ્વામિન્-એતો વરની સાથે જાનમાં આવશે.

**हिमवान**—હાહા! એતો ખરીવાત! એતો પછી આવશે પરંતુ વિશ્વાવસુ આદિ ગાંધર્વો એમની વધુઓ સાથે આવ્યાછે કે નહીં?

**शिलाधर—** **अनुष्टुप्.**

ગાંધર્વો વધુઓ સાથે વાદિત્રો લઈને બધા,
ગાવાને અહિં આવ્યાછે લગ્નમાં માન આપવા—૮

**हिमवान्**—સારૂ, પણ અપ્સરાઓ દેવો એમાંથી કોઈ આવ્યુંછે કે?

**शिलाधर**—હા મહારાજ સાંભળો—

**स्रग्धरावृत्त.**

વિદ્યુત્ વલ્લી સમી આ, નિજ વપુરૂપથી અભ્રને કાન્તિ આપે,
ફેલાવે નીલ અંભોરૂહસમ નયને કાન્તિ સર્વે દિશાએ—
ચારે પાસે પ્રસારે સ્મિતથકિ દિવસે ભાસ જે ચંદ્રિકાનો,
તે આવી આપઘેર ત્રિદિવસહ બધી સ્વર્ગ વારાંગનાઓ—૯

**हिमवान्**—ત્યારે તો હવે અંતઃપુરમાં જઈને તમે કુળવૃદ્ધા કૌશિકીને કહોકે "સર્વે અપ્સરાઓને લઈને વત્સા પાર્વતીને અલંકાર પેહેરાવો" શા શા અલંકાર પેહેરાવ્યા તે બધું કૌશિકી મને આવીને કહેશે અને તમે તો પર્વતો તથા બધી વહુવારૂઓના સત્કારને માટે સર્વ સાહિત્ય તૈયાર રાખો.

**शिलाधर**—ત્યારે હવે આપની આજ્ઞાપ્રમાણે સાહિત્ય તૈયાર રાખવાને માટે હું જાઉછું (એમ કહી જાયછે).

**नारद—** (પ્રવેશ કરીને) **अनुष्टुप्**

આરંભ્યું મેં હતું પે'લાં દેવોનું ગુરૂ કાર્ય જે;
અંતરાય વિના તેતો આ આજે સિદ્ધ થાયછે—૧૦

(એમ કહિ પરિક્રમણ કરતા)—આ વિવાહ મંડપમાં હિમવાન્ બેઠાછે માટે તેમની પાસે જાઉ (એમ કહી પાસે જાયછે.)

**हिमवान्**—નારદને જોઈ હસ્તજોડી-પધારો મુનિરાજ!

**नारद**—તમારો અભ્યુદય હવે થયો !

**हिमवान्**—મહારાજ એ બધું આપના રોપેલા બીજનુંજ ફળછે (એમકહી આસન આપેછે).

**नारद**—આસન ઉપર બેસેછે.

(પછી કૌશિકી પ્રવેશ કરેછે)

**कौशिकी**–(નીચે બેસીને પાર્વતીને શા શા શણગાર પે'રાવ્યા તે કહેછે).

**हिमवान्**—કેમ વત્સા પાર્વતીને શણગાર સજાવ્યા કે ?

**कौशिकी**—હા મહારાજ આપને એજ કહુંછું સાંભળો !

**हिमवान्**—કહો સાંભળુંછું.

**कौशिकी**— **गीति.**

આછાં આછાં ભૂષણ ઝીણું કૌશેય વસ્ત્ર પે'રાવી.
ગૌરીનાં સૌ અંગે મર્દનકીધું સુગંધિ તૈલેથી—૧૧

**हिमवान्**—પછી—

**कौशिकी**— **गीति.**

મણિના બાજઠ ઉપર બેસારી શંખનાદની સાથે;
ગંગાજળે સખીએ, કરાવિયું મંગળ સ્નાન એને—૧૨

**हिमवान**–પછી—

**कौशिकी**– **गीति.**

મંગળ સ્નાન કરીને, ધાર્યું કર્પૂર સમુ ક્ષૌમ વસ્ત્ર;
તેથી ગૌરી શોભે, જાણે જ્યોત્સ્નાવડે શરદ અભ્ર—૧૩

**हिमवान**—પછી.

कौशिकी– गीति.

એના ચરણકમળને અલકતરૂપ બાળ આતપે રાતા,
જાણે સેવે આવી, નૂપુરમણિના મિષે ભૃંગ માળા—૧૪

हिमवान्—પછી

कौशिकी– गीति.

ભારે નિતંબ ઉપર પે'રેલી મેખલામણિ કેરી,
તે ગંગાના તટની સારસપંક્તિ સમાન શોભાતી—૧૫

हिमवान्—પછી.

कौशिकी- गीति.

કુંકુમ ચર્ચિત એના કુચ કુંભે હાર મોતિનો જાણે;
સિંદુર વર્ણા કરિના, કુંભે નક્ષત્ર માળ સમ શોભે—૧૬

हिमवान्—પછી.

कौशिकी– गीति.

મણિથી ભૂષિત એનો સુંદરતાના નિવાસશો કર્ણ;
વિધ વિધ રત્ને શોભિત શંખનિધિનો કરે તિરસ્કાર—૧૬

हिमवान्—પછી.

कौशिकी— गीति.

મુક્તા ફળનાં કુંડળ, શોભે છે પાર્વતી તણા કર્ણે;
જાણે વદન કમળને, ચંદ્રતણા બીંબ આવી સેવે છે–૧૮.

हिमवान्—પછી.

कौशिकी— गीति.

એનાં દીર્ઘ નયનની, અંજન રેખા બનાવતાં થાકી;
હસ્ત પ્રસાધિકાનો, અપાંગ પામ્યો વિશેષ વિશ્રામી–૧૯.

**हिमवान्**—પછી.

**कौशिकी**— **गीति.**

ચંદન તિલક ઉમાના, લલાટમાંછે કરેલું મેનાએ;
તે શોભે છે જાણે, મદન છત્ર શુભ્ર વર્ણનું હોએ–૨૦

**हिमवान्**—પછી.

**कौशिकी**— **गीति.**

ધુંટીને અડકંતા, કેશ વિષે ગુંથી પુષ્પ મંદાર;
કરી કેશની રચના, વિલોકતી સૌ સખી થઈ સ્તબ્ધ–૨૧

**हिमवान्**—પછી.

**कौशिकी**— **गीति.**

કુંવત છેકે ભૂષણુ, વીસવશાનાં શરીર શોભાવે;
પરંતુ આનાં અંગો, ભૂષણુને પણુ વિશેષ શોભાવે–૨૨

**हिमवान्**—ત્યારે તો પાર્વતીને શણુગાર સારા સજાવ્યા છે, તેમાં વળી તમે પાસે હતાં એટલે શું કહેવું !

( નેપથ્યે. )

**शार्दूलविक्रीडित.**

વાગ્યે, વારિ તરંગ, ગહવરદરીમાં મંદરાદ્રિ તણી,
જાણે મંથન કાળમાં જળનિધિ હોયે રહ્યો ઘૂઘવી;

એવા ગંભિર નાદથી ગિરિગુહા ચોપાસ ગર્જાવતાં,
વાગેછે ગિરિજા વિવાહ સમયે આ દુંદુભિ દેવનાં—૨૩

( સર્વે સંભ્રમથી સાંભળેછે )

( ફરીથી ને પથ્યે )

## शार्दूल विक्रीडित.

ડાબે પાસ રહો મહેન્દ્ર જમણે પાસે તમે શ્રીપતિ,
સ્વસ્તી વાચન બ્રહ્મદેવ ઉચરો રૂદ્રી ભણો સૌ મુનિ;
ધારો છત્ર અહી પતિ રવિ શશી ઢોળો તમે ચામરો,
ચાલો પાછળ રૂદ્રના ગણુ, વળી વાયુ ધીરેથી વહો—૨૪

हिमवान्—ભગવન્ નારદ! દેવોના કોલાહલ જેવો આ કોનો કોલાહલ સંભળાય છે, ?

नारद—સકળ જગતની ઉત્પત્તિ સ્થિતિ અને લયથી જેનો મહિમા વ્યાપિ રહ્યો છે એવા ચરાચર ગુરૂ તમારા જમાઈ ભગવાન્ શંકર સુંદર વિવાહ વેષ ધારણુ કરી દેવોની સાથે અહીં આવે છે, તેમની આગળ ચાલતા નન્દીનો આ કોલાહલ છે માટે આપ અર્ધ્યાદિ લઈ ભગવાન્ શંકરના સામા જવા તૈયાર થાવ.

( પછી વિવાહ વેષ ધારણુ કરેલા શંકર દેવ લોકની સાથે પ્રવેશ કરેછે. )

शंकर—( વિષ્ણુ પ્રત્યે ) અહો! આ ઓષધિપ્રસ્થ નગરતો અમરાવતીના કરતાં પણુ વધારે શોભાયમાન જણાય છે. !

विष्णु—મહેન્દ્રના કરતાં આ ભૂમિ મહેન્દ્ર હિમાચળ કંઈ ઓછા નથી ( માટે એમ હોય એમાં શી નવાઈ! )

हिमवान्—અર્ધ્યાદિ લઈ સામા આવે છે.

शंकर—( જોઈને ) પર્વતોના અધિપતિ હિમવાન્ મારા સામા આવે છે માટે વાહન ઉપરથી ઉતરીને તેમની પ્રત્યે જાઉં ( એમ કહી વા- ' ' ઉપરથી હેઠા ઉતરે છે )

हिमवान्— **वसंततिलका.**

જેનું શકે ન કરી દર્શન ચર્મચક્ષુ,
ના અલ્પ વાણીથકી વર્ણન થાય જેનું;
એવા જમાઈ મળીવા શશિમૌલી મારે,
કીધેલ સુકૃત હશે વળી કેટલાં મેં? ૨૫

(એમ કહી પાસે જાય છે.)

शंकर— **पुष्पिताग्रावृत्त.**

અતિગુરૂચરણો ધર્યાથી જાણે,
ધમધમતી વસુધા પદપ્રહારે;
વિનયથી મળવા હિમાદ્રિ પોતે,
અહિં મુજ સન્મુખ આવતા જણાયે. ૨૬

**हिमवान**—(અર્ઘ્ય આપે છે.)

**शंकर**—(પ્રણામ કરી તેનો સ્વીકાર કરે છે.)

**हिमवान्**—(લજ્જાથી મુખ નીચુકરેછે) (પછી વિષ્ણુ વિરંચી આદી જ-જમાઈ (શંકર)ને આગળ કરી ચાલે છે.)

**ब्रह्मा**—ભગવન્ વિવાહવેદી કયાં આગળ છે?

**हिमवान्**—આપ આ રસ્તે પધારો (સર્વે તેમ જાય છે.)

**बृहस्पति**—હિમવાન! લગ્નમુહૂર્તની હવે થોડી વાર છે.

(પછી જયા તથા વિજયા સહિત પાર્વતી પ્રવેશ કરે છે.)

**पार्वती**—અહો! આજેજ મારા મનોરથરૂપી કલ્પવૃક્ષને ફળ આવ્યાં!

**जया**—(જરા હસીને) હલા પાર્વતિ! અમે તારી સખીઓ છીએ તેનો મનોરથ પણ આજેજ ફળ્યો.

**पार्वती**—(અસૂયાથી) અલી વિજયા! આ જયા શું કહે છે?

**विजया**—બેન પાર્વતિ! એ તો પોતાની મધુર વાણીનું ચાતુર્ય દેખાડે છે.

**ब्रह्मा**—(વિષ્ણુના સામુ જોઈ) ભગવન! ભૂતગણ સહવર્તમાન સઘળા દેવોને પોતપોતાનાં સ્થાને બેસવા દો. (સર્વે તેમ કરે છે)

**हिमवान्**—માંડવા તરફથી આવેલા સકળ કુળપર્વતો કૈલાસની સાથે ડાબે પાસે બેસજો.

(સર્વે પર્વતો તે પ્રમાણે કરેછે.)

**शंकर**--(પાર્વતીને જોઈને મનમાં.)

## गीति.

મોહક નયનકમળથી રમણીય ગિરિજા વિવાહના વેશે;
એક કામને સાટે મુજ મનમાં કોટી કામ ઉપજાવે. ૨૭

**बृहस्पति**--હે શંકરા વધૂની સાથે આ વેદીકાપર પૂર્વ ભણી મુખ રાખીને બેશો.

**शंकर**—(પાર્વતીની સાથે બેસે છે.) (મનમાં)

## गीति.

નયનચકોર રિઝાવી નવનવ લાવણ્યકૌમુદી અર્પે,
ચંદ્રકળાથી એને જોતાં મુજ મનસમુદ્ર ઉભરાયે. ૨૮

**बृहस्पति**--( વિવાહાગ્નિ સળગાવીને ) શંકરા તમે તમારા હાથથી પાર્વતીનો હાથ ઝાલો.

**शंकर**--(તે પ્રમાણે કરે છે.)

**पार्वती**--(શંભુના હસ્ત સ્પર્શથી પુલકિત થતી હોય તેમ દર્શાવેછે.)

**शंकर**—(મનમાં)

## गीति.

મારો હસ્ત અડયાથી અંગે પુલકિત થયેલી આ બાળા;
શોભે યથા વસંતે તાજી કળીઓ ફુટેલ આમ્રલતા. ૨૯

**ब्रह्मा**—વહુ વર બંને આ અગ્નિની પ્રદક્ષિણા કરો. (બંનેજણ તે પ્રમાણે કરે છે.)

**पार्वती**—( શંકરને નિરખેછે. )

**शंकर**—( પાર્વતીના સામુ જુવેછે. )

**पार्वती**--(નજર ચોરી આડું જુએછે.)

**शंकर**--(મનમાં.)

## गीति.

મુજને નિહાળવાને ચપલ દૃષ્ટિ આ મૃગાક્ષી ચોરે છે;
તે જો, પ્રવાહ સામે વળતી મત્સ્યી સમાન શોભે છે. ૩૦

**बृहस्पति**—(પાર્વતીને પૈંડા ભરાવેછે.)

**पार्वती**—(ધૂણીથી અકળાતી હોય એમ દર્શાવેછે.)

**शंकर**—(મનમાં.) **वसंततिलका.**

પ્રસ્વેદ બિન્દુથી ભિંજાય કપોળ એના,
તેથી ભુસાઈ જતી ચંદન પત્રલેખા;
આ હવ્યધૂમ થકી અંજન નેત્રમાંનું.
ધોવાય, રક્ત બનતાં વળી લોલ ચક્ષુ. ૩૧
કર્માયલુ કુસુમ હોય વસંતકેરૂ,
આ આયતાક્ષીતણું વક્ર વિલોકી એવું;
આ માહરા હૃદયમાં અનુરાગ વાધે,
તેનું ન વાણી થકી વર્ણન લેશ થાયે. ૩૨

**बृहस्पति**—શંકર! તમે પાર્વતીના પદકમળને હાથ વડે નિસાતરાને અરકાડો.

**शंकर**—(જરા હસીને છાનામાના ઉભા રહે છે).

**कुलपर्वतो**—(સંભ્રમથી) ભગવાન્ શંકર! આ માન્ય ઉપાધ્યાય જે કહે તે કરો.

**भूतगणा**—(સંરંભથી) હે કુલ પર્વતો! ત્રિભુવનના નિયંતા ભગવાન્ શંકરને તમે એમ કેમ કહો છો?

**ब्रह्मा**—(જરા હસીને બંનેને વારતા) સકળજનને નિયમમાં રાખનારી પ્રમાણભૂત શ્રુતિમાં એમ કહેલું છે તે માટે ઉપાધ્યાય કહે છે તેમ કરો.

**शंकर**—(બે હાથથી પાર્વતીનો પગ લઇ નિસાતરાને અરકાડેછે.)

**बृहस्पति**—(બાકીનુ વિવાહકર્મ કરાવી વરકન્યાને બ્રહ્માને પગે લગાડેછે.)

**ब्रह्मा**—હસ્ત ઉંચા કરી.

**गीति.**

માતપિતા સૌ જગનાં વધજો તમ નિત્ય નિત્ય અનુરાગ;
વળિ તારકહણનારો પુત્ર થજો ભૂમિભીતિ હરનાર. ૩૩
(એમ કહી આશીર્વાદ આપેછે.)
(પછી વૃદ્ધસ્ત્રિયો પ્રવેશ કરેછે.)

**वृद्धस्त्रियो**— **अनुष्टुप.**

વપુછે યોગ્ય બંનેનાં થયોછે પ્રેમ બેઉનો;
શશી ને ચંદ્રિકા જેવો તમારો પ્રેમ વાધજો. ૩૪
(એમ કહી અક્ષતથી વધાવે છે.)

**नारद्**—(ઉભા થઈ હાથ જોડી) ભગવન્! દેવોનું કાર્ય કરવાને માટે આપનો અપરાધ કરનાર તથા પુનઃશરીરવાન થઈ આપના ચરણ કમળની સેવા કરનાર મદનનો અનુગ્રહ કરો.

**शंकर**—ભલે તમારી ઈચ્છા પ્રમાણે થાવ (પછી રતી અને વસંતને લઈ પૂર્વના કરતા પણ સુંદર શરીર ધારણ કરી કામ પ્રવેશ કરેછે.)

(તેને સર્વે જુવે છે)

### वसंततिलका.

માધુર્ય સૌરભ ભર્યાં ધરિ ચાપબાણ,
ધીરે મધુસુ-હૃદનો વળી ઝાલી હસ્ત;
આવે શું! શંભુનયનાગ્નિથીદગ્ધ, આજ,
પે'લાંથી શ્રેષ્ઠ થઈ કામ રતી સમેત. ૩૫

(સર્વે વિસ્મય પામતા હોય તેમ બતાવેછે.)

**हिमवान्**—(હર્ષથી.)

### शार्दूलविक्रीडित.

કીધાં સુકૃત પૂર્વજન્મમહિં મેં તે પુણ્ય કેરા બળે,
પુત્રી આ ગુણવાન શુદ્ધચરીતા મારી સ્વિકારી શીવે;
આજે પુર્ણ થયા મનોરથ બધા દેવોતણા ને વળી—
લોકોને સુખકારી નાથ રતીનો ઉદ્ધાર પામ્યો ફરી. ૩૬

**शंकर**—આ સિવાય બીજી કંઇ આપની ઇચ્છાછે?

**हिमवान्**—મારા સકળ મનોરથ તો સિદ્ધ થયાછે ત્યારે હવે શું માગવાનું રહ્યું? તેમ છતાં આટલું થજો.(ભરત વાક્ય)

### शार्दूलविक्रीडित.

માગી વૃષ્ટિ સદાય વિશ્વતલમાં કલ્યાણકારી થજો,
પાકેલા નવ ધાન્યના સમુહથી સંપૂર્ણ ભૂમી હજો;
સાધુની ઉપકારકારી વધજો નિર્વિઘ્ન સંપત્તિઓ,
નિત્યાનંદમહેશ શાન્તિ સુખમાં સૌ લોકને રાખજો. ૩૭

(એમ કહી સર્વે જાય છે.)

**इति श्रीमद्बाणभट्टविरचिते पार्वतीपरिणये**

**रूपके पंचमोऽङ्कः**

**समाप्त.**

# शुद्धिपत्रक.

| पृष्ट. | पंक्ति. | अशुद्ध. | शुद्ध. |
|---|---|---|---|
| ૪ | ૧૨–૧૩ | ઐાષધિપ્રશ્થ. | ઓષધિપ્રસ્થ. |
| ,, | ૨૮ | વે | હવે. |
| ૬ | ૧૧ | પાવક. | પાવન. |
| ૭ | ૨ | વિશ્વમાં. | સર્વે વિશ્વમાં. |
| ૮ | ૧૬ | रुपके. | नाटके. |
| ૯ | ૨૩ | તે તો. | તે પણ. |
| ૧૦ | ૨૫ | હણિયો. | હણિયા. |
| ૧૧ | ૨૨ | ખેંચિ કાઢી...વેલીને. | સર્વે ઈચ્છિત અર્થ અર્પતિ હરી લે કામધેનુ હવે. |
| ૧૪ | ૫ | પાસે જઈ ... ઉભા રહેવું પડશે. | ચાલો સૌ સાથે મહેન્દ્રની સેવામાં હાજર થઈએ. |
| ૧૫ | ૮ | દેવ. | દૈત્ય. |
| ,, | ૧૬ | સૈનદર્ય. | સૌન્દર્ય. |
| ૧૭ | ૧૨ | થયો. | થાઓ. |
| ૧૯ | ૧૫ | વિકાળ. | વિકળ. |
| ૨૧ | ૧૨ | પુશારી. | પુરારી. |
| ૨૦ | ૨૪ | અંતરમાં લજવાતી. | ચિત્તમાંહિ લજવાતી. |
| ૨૧ | ૨૬ | જવાથી. | ગયેલા. |
| ૨૨ | ૫ | પિરૂ. | પિઉ. |
| ,, | ૨૪ | અંતર્ધ્યાન. | અંતર્ધાન. |
| ૨૩ | ૩ | કેવ. | કે'વા. |
| ૨૪ | ૧૪ | ધરૂરી. | ધરી. |
| ૨૬ | ૨૫ | શાથી. | કેવી. |
| ૨૭ | ૨૨ | આટે...એકઠાં કરીએ | જઈને અર્પિએ. |
| ૨૯ | ૧૩ | વલ્કલવાળી. | વલ્કલવાળી. |
| ૩૧ | ૬ | વંશસ્થોપજાતિ. | ઉપજાતિ. |
| ,, | ૩ | લઈ. | વળિ. |

| पृष्ठ. | पंक्ति. | अशुद्ध. | शुद्ध. |
| --- | --- | --- | --- |
| ૩૨ | ૨૧ પંક્તિ પછી (આ ઉમેરો) એમ કહિ પાર્વતીના હસ્ત સુધી દેહ. | | |
| | જયા--ચાલો આપણે વિવાહમંગળની તૈયારી કરાવવા જઈએ | | |
| ૩૩ | ૨૧ | સ્તંભ આ. | મંડપો. |
| ૩૪ | ૧ | માંડવા. | તોરણો. |
| ,, | ૧૪ | યુગ્મન્ન. | યુગ્મની. |
| ૩૬ | ૧૩ | પેહેરાવો | પહેરાવરાવો. |
| ,, | ૧૦ | ત્રિદિવસદ. | ત્રિદશસદ. |
| ,, | ૨૦ | વિના તે તો. | વટાવી, તે, |
| ૩૯ | ૨૦ | જળનિધિ. | ક્ષિરનિધિ. |
| ૪૪ | ૬ | તથા | મદન, |
| ,, | ૭ | કરનાર મદનનો. | કે એવો તેના ઉપર. |
| ,, | ૧૮ | પામ્યો. | પામ્યો. |

(Suggestions by K. H. Dhruva)

अंक. श्लोक. पंक्ति.

| | | | |
| --- | --- | --- | --- |
| ૧ | ૧ | ૨ | (અથવા) લજ્જાથી બની વ્યાકુળી યુગતણા ભાવે ભીંચાતી તથા |
| ,, | ૮ | ૨ | મીઠી (અથવા) ગાઢી. |
| ,, | ૯ | ૧ | જતાં આભમાં (અથવા) ઉંચા આવતાં. |
| ,, | ,, | ૨ | (અથવા) કાળા મેઘ સમાન ગોળાયુગરે લક્ષાય જૂથો રૂડાં. |
| ,, | ૧૧ | ૧ | ,, ઉંચાઈનાં ભુવન શાં બહુ. ... ... |
| ૩ | ૭ | | ,, |

उद्गीति

તે વનમાં નદિતટમાં વસતા મુનિજનતણા મનમાં,
રમણી પ્રતિ રતિસિંધુ ઉલટયો તજી ધૈર્યરૂપી મર્યાદા.

| | | | |
| --- | --- | --- | --- |
| ૪ | ૩ | | ,, |

आर्या.

જેને વેદ નિરંતર અજર અમર સમ પુરાણ પુરૂષ વદે;
ઉત્તમ ઈશ્વરપદને બભૂતિ ધારે સદૈવજ જે.

| | | | |
| --- | --- | --- | --- |
| ૫ | ૮ | ૪ | ,, તે આવી આપને સાં ત્રિદશસદ બધી સ્વર્ગની અપ્સરાઓ |
| ૫ | ૨૫ | ૪ | ,, શાં શાં કરી સુકૃતમેં દિધ પૂર્વ જન્મે ? |

### આ પુસ્તક નિચેને ઠેકાણેથી મળશે.

**અમદાવાદ—સુહૃત્સમાજ** સેક્રેટરી ઠે. સાંકડીશેરી.

” સ્વદેશવત્સલના મેનેજર ઠે. સારંગપુર સરખીવાડ.

